# राणीकदेवी राहखेंगार नाटकनां

# ગાયનો.

---

તદન નવીન સુધારા વધારાથી બનાવનાર,

**જોશી ભીખારામ શવજી કનૈયા.**

**ભાવનગર.**

**खास श्री जुनागढ धी वसंत विलास नाटक मंडळीने माटे.**

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

**"ઠક્કર મુળજી હરખજી" વાથાણી.**

**ભાવનગર.**

આવૃત્તી પહેલી. પ્રત ૧૦૦૦ નંબર.



**અમદાવાદ**

**'યુનિયન પ્રિન્ટિંગ' પ્રેસમાં છાપ્યાં.**

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

**કીંમત બે આના.**

# આર્ય મનરંજન.

આ નામનું માસીક ચોપાનીયું તા. ૧૫-૪-૮૯ ને રોજ બાહાર પડયું છે. તેની અંદર નીચે પ્રમાણે વિષય નાંખવા ઠરાવ કર્યો છે.

જુના ચોપાનીઆમાંથી સારા સુંદરને વીષય દાખલ કરવામાં આવશે. તથા નાટકો, ફારસો. તથા વાર્તાઓ તથા નીતિના ગદ્યમાં તથા પદ્યમાં દાખલ કરીશું જેથી સર્વને ઉપયોગી થઈ પડશેજ. કીમત વર્ષ ૧ ના આઠ આના પરપરદેશી ગ્રાહકોને ટપાલ ખર્ચના ત્રણ આના જાસ્તી પડશે.

આર્ય મનરંજનના તંત્રી.

**શા. પુરૂષોતમ ગીગાભાઈ.**

ભાવનગર.

# રાણીકદેવી, રાહખેંગાર

## નાટકમાં ગવાતાં ગાયનો.

### (ઇશ્વર સ્તુતિ.)

**( છે જનપાલક ટાલક દુઃખનો એ ચાલ )**

જગદીશ્વર ઇશ્વિર સત્ય તમે, અનુચર આરાધન કરીએ અમે;
ભક્ત વત્સળા છો ભગવાન, મતી ગતી અતી આપો જ્ઞાન,
પ્રતીદીન પૂજ્યાનું પ્રમાણુ, ગંભીર લીલા દિલ ગમે. ટેક
બૂડતે જન બાંહ્ય સદા સાહો, લેવા દુનિયા કેરા લહાવો,
પૃથ્વી પાણી નભ આકાશ, વ્યાપીક પૂરણ બ્રહ્મ પ્રકાશ;
અંતરમાં તારો આભાસ, નીત્ય નીત્ય શેવક સર્વ નમે. ૧
હિરણાક્ષ હણ્યો પ્રહલાદ ઉગાર્યો, લંકેશ્વરને સંધાર્યો;
અદ્ભુત લીલા દેખી અનૂપ, ચૌદ લોક વ્યાપીક સ્વરુપ,
ફળજળ તૃણ સૃષ્ટી ફળદ્રુપ, ભવસાગરમાં ભમર ભમે. ૨
છો આદિ અનાદિ પ્રમાદ હરો, પ્રીય દર્શન પૂર્ણ પ્રકાશ કરો,
જંત્રમંત્ર વિધા ભંડાર, ચોવીશ રૂપ તમે ધરનાર;
પાપ પ્રલય કરજો કિરતાર, ગૌ બ્રાહ્મણની વારે તમે. ૩

(કડલીનગરનો પાર રાજા સંતાન ન હોવાથી એકદમ વિચારી

**ભેરવીની ગઝલ.**

( ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં એ. )

આ દુઃખ કેરો ડુંગરો, બળે માહીં નહીં ઝરો, ટેક

**પારસીંહ—**

આખર અવસ્થા થઈ ગઈ, ધીઃકાર સંતતી નહીં;
સમાજ આજ શું ભરે, નિરાશ આશ થઈ ગઈ. ૧
ગરૂડજી ગોવીંદને, કહી બતાવી છે કથી;
અપૂત્ર સ્વર્ગની ગતી, નથી નથી નથી નથી. ૨
દિલગીર મુજ દેહીમાં, બ્રહ્માંડ જ્વાળ જઈ રહી;
હે નાથ હાથ જોડીને, નમું નિધા કરો અહીં. ૩
પ્રીયા છે ગર્ભવંતી તે, સપૂત આવી અવતરે;
અનાથ નાથ છો પ્રભુ, ઉદય શશી કરો અરે. ૪
સંતોપ માનીને સદા, દુઃખી કરો ન દાશને;
આ અરજ અંતરે ધરો, છે આપ કેરી આશને. ૫

( બાળકી પ્રસવ થવાની ખબર કેશર દાશી લાવેછે. )

**(ઘરસે યાં કોન ખુદાકે લીયે લાયા મૂજકો એ રાહ.)**

**કેશર**—અરે શાણા ભૂપાળ વાત સુણો એક આંહી,
પ્રસવ થયો બાળકીનો, આપ રાજ મહેલ માંહીં;
આનંદી દીલ થકી આંહી હું આવી અત્યારે,
લેવા ઈનામ હામ એ આરામ આશ મારે.

**પારસીંહ**—(પ્રધાન પ્રત્યે) **રાગ ઉપરનો.**

અતી આનંદનો વખત રહ્યોછે દિલ ઘેરી;
માટે આપો ઈનામ હામ પૂરો હૈયા કેરી.
તેડાવો પંડીતો સમાજ આજ હર્ષ દિસે;
ખરૂં ભવીષ્ય ભાખે, જોવરાવો તેની વિષે;

**બુદ્ધિબળ**— (પંડીતોને બોલાવી લાવેછે)

**(મેં લાખકી દો લાખકી પરવા નહીં રખતી એ.)**

આજ છે આનંદી દીન હર્ષ છે અતી;
પંડીતો સમાજ આ બિરાજતી પ્રતી.
દીધું છે ઈનામ સર્વ સાથને તમો;
એ ઘણી ખુશીની વાત દિલગમ્યું અમો.

**પારસીંહ**—( અરે લાલદેવ ઈસ તરફ જલદી આ. )

પંડીતો સમાજ ભરાણીછે આજ;
કુશળ થયાં માહરાં સઘળાં કાજ.
કરો જનમોત્રી કહો°સાચી વાત;
બાળા તણાં બત્રીશ જુવો ભલી ભાત,

**વીપ્રમંડળ**— **કેરબો.**

વાકયો કદી નવ દીયે વૃથા, સુણો સત્ય કથારે. ટેક.
પ્રસવ થયો તમ પુત્રી કેરો, દિલગીર દિલમાં થાય;
એ કહેતાં નથી જીભ ઉપડતી; ઇશ્વર કૃત્ય જણાય. વાકયો.
શાસ્ત્ર તણા અનુમતથી સર્વે, વદીયે પ્રગટ વિચાર,
કૃપા કરી નવ કોપી જાશો, ભૂપત ગુણભંડાર. વાકયો.
પૂત્રી કેરાં મૂખ દર્શન થી, મરણ પિતાનું થાય;
જેના ઘરમાં જશે તેહનું, જડમૂળેથી જાય. વાકયો.
વેદ વચન જાણી લઈ રાજા, કરનહાર કીરતાર.
આ જીભેથી જુઠ વચનનો, કરીએ નહીં ઉચાર. વાકયો.

(પારસીંહ પોતાના પ્રધાનને અભીપ્રાય આપેછે.

**પારસીંહ**— **ત્રોટક છંદ.**

તમ મંત્રી સુણો દ્રઢ ચીત થકી.

તનયા દુઃખ રૂપ હરીજ નકી.
વનમાં જલદી જઈ તેડી તમે.
શુભ સ્થાનક શોધી મૂકોજ ગમે.
નવ ઢીલ કરો તમ તેહ તણી.
દિલગીર શરીર ઉપાધિ ઘણી.
જન જેહ કુપાત્ર ગણી તજવું.
ભગવંતનું નામ હવે ભજવું.

**બુદ્ધિબળ—** **પીલુની ઠુમરી.**

બહુ સારૂં મહારાજ બોલાવું;
મૂકી જંગલમાં હું જલદી આવું. ટેક.

વન અગોચર ગીરી ગૂફામાં, કુંજ ઘટામાંથી આવે ન કોઈ. બહુ
દીલગીર દીલની દૂર કરોને, ફોકટ ફંદ માયાનો જોઈ. બહુ

( પછી હડમત કુંભાર તે બાળકી હાથમાં લઇને )

**હડમત**—(તેનીસ્ત્રીને) **ત્રીભંગી છંદની ચલતી.**

ફડીફડી વગડામાં ફડતાં, થડથડ ધ્રુજી થાકયો;
બાળકડું વગડામાં પડીયું કોણુ મળે ત્યાં કાકો.
કડને તું કંશાડ ભલેરો, નીકડ મારૂં ધોકો;
હડમત મૂછે હાથ નાખશે, હાથે પકડી હોકો.

**(હડમતની સ્ત્રી છોકરીનું નામ રાણુકી પાડેછે ને તેને હાળરડું ગાયછે.)**

**ધનાશ્રીની ગઝલ.**

**સુઇજા બે ઘડીવાર બેની આજે, સુઇજા બે ઘડીવાર;**
**ચંદ્ર શું પ્રીત ચકોર બરાબર, પ્રૌઢ તારાપર પ્યાર. બેની.**
**શ્વાસ તણા મુજ પ્રાણુ સમાને; રંક રતન આધાર. બેની.**

રોઈશમાં તુંને નહી કર આવી, ફાડી ખાશે મંજાર. એની.
(કચ્છ ભુજમાં રાણકદેવીની ઉમર તેર વરશની થાયછે ત્યાં ફુલવાડીમાં પ્રવેશ કરીને.)

**રાણીકદેવી—(પીયુને તજાવનાર વેરી અલંકાર એ રાગ.**

કોકીલા તું આમ્ર ચડી તુંતું પૂકારે;
મોર મનોહર શોર સુંનો અમારે,
પ્રીય પ્રાણ રક્ષક હે ક્યારે મળશો પાસ;
કામકેલી વેલી આ ખિલેલી કળી ખાસ,
કળી લળીલળી ભેટે, મધુકર કુંજ;
તે વખત ક્યારે પ્રભું, દેખાડશો મુજ.
શર્દ શશી મૂખ મારૂં, સુનું દિસે સેજ,
દુઃખ કેરા ડુંગરામાં, અગ્ની બળે એજ;
માલતી મંજુલ છોડ, સલીલે સુકાય;
નાથ વિના ઝૂરી આ જોબન ઝોલાં ખાય;
સ્વયંવર ધારો મને પ્યારો લાગે આજ,
ઈચ્છા વરે ઇચ્છા પૂરે; કરે રૂડાં કાજ.
આશા પૂરો ઈશ્વર હે, નમું વારંમવાર;
પ્રલય કરોને દુઃખ મારાં, પ્રભુ પારા વાર.

**લાખોફુલાણી**—( જોઇને )

**(ઘરસેયાંન કોન ખુદાકે લીએ રાગ.)**

આતે શું ઇંદ્ર લોક માંહીથી પરી આવી શું;
લાખેણો લાભ શું ખુશીની ખબર તે લાવી શું.
કટાક્ષો ફેંકીને ન બાણુ હે કુરંગી અરે:
ઘાયલ આ દિલ માહરૂં કર્યું, તેં આજ ખરે.

## વેરાડી જોગીયો;

પદ્મણી લેવાહે પ્રભુજી; વીનતી કરૂં આવાર;
જો ભેટે વહાલી આ જુવંતી, વિજય વિજય જયકાર,
હૈયું દેખી હાથન રેવે, હીંડોળો હીંચાય
ચંદન કેરે રૂંખડે ચડી, નાગ ઝપાટા ખાય.
અગર ચંદન અંગે બહેકે; હુંમ સરીખા હાથ;
મ્હારૂં બનાવ્યું માનું નીતું, નવરો હોશે નાથ:

## બનઝારો.

સ્રીરૂપ મનોહર ખાંણી; જગમધ્યે કીર્તી જાણી;
નકી ભુમી આભ નીહાળો; ઘન મેઘ વર્ણુ પણ કાળો;
પડે વીજ પ્રેમનાં પાણી; સ્રીરૂપ મનોહર ખાંણી, ટેક.
રૂપવંતી જોબન રાણી; મૃગનેણી મૂળ ન માંણી;
ધર્યુ કનક થાય ધુળધાણી; સ્રીરૂપ મનોહર ખાંણી ૧
નીર્મળ મૃગનેના વાંકા; જેમ ફરકે ધ્વજા પતાકા;
ઘાયલ નીદ્રા ઘેરાણી. સ્રીરૂપ મનોહર ખાંણી. ૨
ઘર સંપત વેચું પલમાં; દીનનીશ વીચારૂં દિલમાં;
સુંદર લાવું આ શાણી, સ્રીરૂપ મનોહર ખાંણી. ૩

## સોરઠની ગઝલ. ( હરીગીત છંદ )

રંભા સમાનશું રતી રમ્યો નહીં; વૃથા જન્મ ગુમાવીયો;
લીધો ન દુનીયા લહાવ, અવની માંય નિષ્ફળ આવીયો;
કુંજન કળી, સુંદર લળી, ભોગી ભમર નવ ભોગવી
કમળાંક્ષી નેન કટાક્ષ, હાસ્ય વિનોદ જોડ ન જોગવી;

## ધનાશ્રીની ગઝલ.

આદ શક્તિ સાક્ષાત, નવ દુર્ગાહે; આદ્ય શક્તિ સાક્ષાત; ટેક.
ચૌદ બ્રહ્માંડમાં વ્યાપીક સઘળે, રક્ષા કરો જગમાત. નવદુર્ગાહે.
દાશ તણી ઘણી દાદ સુંણોને, ખરે વરવાની ખાંત. નવદુર્ગા.

( રાણીકદેવી વસંતની બહાર વરણવેછે. )

**રાણીકદેવી**—( જોડી તમે નવ જોઈ માડી એ રાગ )

વીનોદીત ખીલી વન વેલી, વીનોદીત ખીલી વન વેલી;
મોર મનોહર શોર મધુકર ગુંજી કરે ઘેલી;
મલીકા વૃક્ષ ગતી મારી; (૨)
લાલ લીલાંને શ્વેત ગુલાબી પુષ્પ અતી ભારી,
જોબન મદ કળીયો હું જોતી, (૨)
કરે કમળ ગુંજાર મધૂકર, ગંભીર લઈ ગોતી;
જેહ કાયમની છે જોડી; (૨)
દઢ વિચાર દિલદાર પીછાની; ચીત છબી ચહોડી.

**રાહ ખેંગાર**—( ઓ કુદરતના કરનાર ખળકના સ્વામી. એ )

કોકીલ તું આંબા ડાળ, સ્વર કરી મધુરા;
આ મયુર ઝુરે મનમાંય; નથી કાંઈ અધુરા.
આ જોબન કેરૂં પૂર, ચડયું તુજ તનમાં;
ભેટે ભવસાગર શૂર, મનોહર મનમાં;
અણ બોટયું અંન્ન હું ખાઉં; અંગ ઉરધારી;
હે પ્રાણ વલ્લભા પ્રીયા, માહરી પ્યારી.

**રાણીકદેવી**—હે મંજુલ વનના મોર, શોક દે છોડી;

ચંપા શું નાગરવેલ, પ્રીતડી જોડી.
તમ વગર અન્ય નર વૃથા, જનેતા લાજે;
હે કાંત્ત આપુંછું કોલ, અફર કરી આજે.
સંકેત જાણજો શરીર, આપને સોપું;
આ અમર વેલનું વૃક્ષ, આંગણે રોપું;

**રાહખેંગાર— સોરઠની ગઝલ.**

ડરતો નથી હું નારી નેહથી, દેહી આ કુરબાન છે,
આ માથું મારૂં તમ ઉપરથી, કુલ કરૂં નીદાન છે;
સોરઠપતી સુરો સુશોભીત, તરૂંણી ભવજળમાં તરૂં,
ખેંગાર મારૂં નામ જાણો, ખોદી ખલક ખારી કરૂં.
માટે કરો ન ઉચાટ માનુંની, પ્રેમ ગાંઠ બાંધો પ્રીયા;
જગમાં જીવ્યું આ સફળ કરવું, કામની કરવી ક્રીયા.

**રાણીકદેવી— રાગ ઉપરનો.**

આજે લોહ તન અર્પણ કરૂં, પ્યારા બેટો મારા પારશમણી;
મારી દેહ કંચન થઈ ગઈ, પુરો હામ હૈયે અતી ઘણી.
છો શીર મુગટ શીરોમણી, તમ પ્યારમાં તલખી મરૂં;
મળે સમુદ્રમાં સર્વે નદીયો; સ્થીર રહી મનડું ઠર્યું.
જોતી મળીછે જોડ, પૂરો કોડ, મનના પ્રેમથી;
આ સંસાર સાગર પાર, તાર નહાર છો પ્યારા પતી.

**રાખેંગાર— રાગ ઉપરનો.**

શું નામ ઠામને ગામ આપનું, કોણ જાત કહો પ્રીયા,
સંતોષ માનું આ શરીરે, કરવા લગ્ન તણી ક્રીયા;

જેમ દુધ મહીં શાકર મળે, સુખ સ્વાદ વ્યાપે શહી અહીં;
માટે બતાવોને માનુંની, મારી લક્ષી નીશદીન લાગ રહી.

રાણીકદેવી— રાગ ઉપરનો.

બંધાય પ્રીતી પાત્ર તેમાં, જાત ભાત જુવે નહીં;
શ્રી રત્ન સંપાદન કરો, મન ગમતું માણોને અહીં
એ મહીં નહીં કંઈ વહેમ આણો, પ્રીતમ પડદે રમો નહીં;
લાગ્યું મનોહર મનડું મળતું, અમૃત સ્વાદ ગણું શહી.

રાહખેંગાર— રાગ ઉપરનો.

અપમાન લાગ્યું આપને, એવું મને ભાસ્યું અહીં;
અપરાધ માફ કરો અમારો, હે પ્રાણ પ્રીયા ખુશી છું શહી.
પ્રેમ ગાંઠ બાંધો સજ્જડ કરી, હોંશીલી રશીલીના હેતથી;
સેવા સંસારીક લાવ, શાંત્ન શશી ઉદય છે સંકેતથી.

રાણીકદેવી—

હે પ્રાણનાથ નથી એ, માઠું લાગ્યું મારા મનમાં;
અમૃત પીને તૃપ્તી કરો, તે ધાર્યું મારા તનમાં.
દાસી ઉપર કરીને નજર, આનંદ દિલ માંહીં ધરૂં;
આ વેલ વૃક્ષ ચંપે વીંટાણી; તનમન ધન સોપું ખરૂં;

ખેંગાર—સોરઠ શુરા સંગ્રામમાં, પાછી પાની કદી કરે નહીં;
ભુતળ ખમે નહીં ભાર, થઇ તૈયાર લડવાને અહીં;
તમ ઉપરથીજ તમામ આ, સોરાષ્ટ કુલ સદા વડો;
છોડું ન સીંહણ સોવસા; કદી દેહ હોય દિપાવડો;

માનવ દાનવ રવિ ગણો, કદી સુરનો કાન્ત આવી ચડે;
એ માર રણમાં ખાયકે; અજા સેન્ય માંહી સાવજ પડે.
(લડવાને માટે તૈયાર થતાં)

## ( ઇંદ્રવિજેછંદ )સીંયાનો કનરો.

**રાણીકહેછે—**

સાગર મધ્ય જહાજ ઝુકાવિશું, હાથ કરી હડશેલી મુકોછો;
દાસિ તમારી દયામણિ દેહ કરી, ઝુરતી સતી સત્ય ચુકોછો;
ફાળ પડે દવ ડુંગર માંય દિવા સળિ નાખી ફસાવિ ફુંકોછો.
જોબનવંતી હસંતી તજી, હસ્તનિ ખર જાતની સાથ ઝકોછો.

## અનઝારા–ઇશ્વર સ્તુતી.

દુઃખ ભાંગો દેવ મોરારી, વિપતીને નાખ્ય વિદારી.
હું કોણ તણી છઊં બાળા, એ પ્રગટે પીડ જવાળા;
નટવર ગતી છે અતી ન્યારી, દુઃખ ભાંગો દેવ મોરારી.
આજ્ઞાની સતી અજાણી, અંખીયામેં આવે પાણી;
બીતી સંભારૂં વીચારી, દુઃખ ભાંગો૦
હે સુણ સહીયર તું મારી; આ કામ પીડા દુઃખ કારી;
છે સુખ દુઃખ આસંસારી; દુઃખ ભાંગો.

**સહીયર—** રાગ માઢ.

તું ધીરજ ધર મનમાંયરે; નવ અકળા મારીબેન;
જશ દેશે શ્રી જગરાયરે; નવ અકળા મારીબેન ટેક.
ધીરજનાં ફળ મીઠાં આવે; જો વિચારીને મંન;
રામ ગયા વનવાસ સીતાજી, સાથ સતી ધન ધનરે; તું ધીરજ૦

પાંડવની સાથે પંચાળી, વસ્યા નગર વૈરાટ;
એકલ વાસે અબળા સોંપ, એ કેવો ઉચાટરે. તું ધીરજ૦
હસ્તી શોભે રાજ દુવારે; સ્ત્રી સાસરીયા માંય;
સ્વામી નાથની સાથે રહે તે, સુજ્ઞ સતી કહેવાયરે. તું ધીરજ૦
માટે મારી વહાલી સહીયર, દીલગીર કરને દૂર;
સુખ દુઃખ તેતો સહન કરીલે, જોબનછે ભરપૂર. તું ધીરજ૦

(રાણીકદેવી અને રાખેંગાર મળી ઇશ્વર પ્રાર્થના)

**(દયાળુ દેવ કૃપાળુ તું એરાગ)**

**બન્નેસાથે**—વીશ્વ આધાર, નોધારાં, આધાર;
રક્ષા કરનાર, છો નીરધાર,
અખંડસોભાગ્ય, સંકટો ત્યાગ, ઉમંગ અથાગ, ચમત્કૃતી બાગ.

**રાણીકદેવી**—પ્યારા પ્રાણનાથ, સદા રહો સાથ;
માગું જગ તાત, જોડી બે હાથ.

**રાહખેંગાર**—દિલે દરીયાવ, સંસારીક લાવ;
લેવા દીલ ભાવ, અતી ઉત્સાવ.

**બંન્નેસાથે**—અમર કર નાથ, અખંડ જોડું;
પતી પ્રીયા સાથ, ચીત ચહોડયું.

**રાણીકદેવી—ગરબી** (પ્રીય કરો શંભુનાથ એ રાહ.)

તમે ભોળા મહાદેવ; (૨) બેસે શેવક તમ બારણે;
સદા કરવાને શેવ, (૨) કષ્ટ મટાડવા કારણે,
રૂદ રટું રટું નામ; (૨) ભમર ભમે ભવસાગરે;
ઉગારોને આઠે જામ, (૨) પ્યારૂં નૌકા બાંધો પાગરે.
રક્ષા કરો રમાનાથ; (૨) હાથ જોડું હરનીશ હું.

જુવો રજપૂત જાત, (૨) ચરણ નમું નીત્ય શાશ હું;

દોહી

અખ્યંડાનંદ ઈશ, અરજી એક મારી;
અહરનીશ રટું, આપ લ્યો સ્વીકારી.
જનક સુતા સતી, જાનકી દુવારી—અખંડા.
* ( દીન દીન રહો રે પ્રજા પ્યાર એ રાગ )

**કંચનીયો**–પીયો પીયો પીયો રે મધુપાન;
ગ્લાસ ગુલાબી છે રંગ ભીનો; અમૃત સ્વાદ સમાન. ટેક.
રાજસમાજ સ્વીકાર કરેછે; માશુક આપત માન. પીયોપીયો.
રંગ ભૂમીમાં ઉમંગ દિપાવે; ઝૂરે પ્રીયા દીલો જાન પીયો૦
તરુંન જોબન મદમાતી પ્રીયાનાં તનમાં ઉપજત તાન.પીયો૦
કામ કટાક્ષની દ્રીગલોચનથી. માંડે કુરંગી કાન. પીયોપીયો.

ઇંગ્રેજી રાહ

ફતેહ ફતેહ ફતેહ; ફતેહ ફતેહ ફતેહ;
સોરઠપતીનાં શુભ લગ્ન, જોવરાવ્યાં છેહ.

**સેનાધીપતી**—ઢાલ શરો ને શમશેરો લઈ, શુરવીર થાઓ તૈયાર;
જાન જોડવા કારણ આજે, હુકમ થયો ખેંગાર—ફતેહ૦

**ચાંદભાઈ**—ચલો ચલો સબ સામદ મીલકે; મત કરનાં વો દેર
મીલે મુફતકા બોત મલીદા, કરને લીલા લહેર.

**ચટણીખાં**—ગુલામ પાપડી ગળી લાગશે, છોલાઈ જાશે ગાલ
ગડગડીયા ગડગડે પેટમાં, મીઠો ખાશું માલ.

**ભંગડ**—રગડ કશુંબા રાત દીન લઈ, બીડીની બોતાલ;

ભાંગ ઘુંટીને ગાંજા ફેરી, ડમરી ઉડે માસ.

રાણીકદેવી દારૂને વખોડેછે.

**વસંતતીલકા છંદ.**

છે શ્રેષ્ટ સુંદર રૂડો મધુ ગ્લાસમાં એ;
પિતાં પ્રકાશ દિલ ખાસ વિલાસ થાએ;
એ ભાનથી વ્યસન દુષ્ટજ ભ્રષ્ટ બુદ્ધિ,
સંકેત જાય મરજાદ શરીર શુદ્ધિ.

**શાર્દુળ વિક્રુડીત.**

સુરાપાન કરૂં વૃથા ઉર ધરૂં, આજ્ઞાપતી ન્યાય છે,
દારૂ દુષ્ટ કરે મતી હીણુ ઠરે, છેલ્લે દુઃખી થાયછે;
સ્વામીનાથ શિરોમણી ગુણી મણી, બંધાણી તે શું શહી,
માટે આ મધુપાન હું મુખ ધરૂં પીવો ઘટેછે અહીં.

પીતાં રાણીકદેવી લડથડે છે.

**શીખરીણી વ્રતની ચાલ.**

ખરે થઇ બે ભાની, શરીર બહુ ઘુમે નયનમાં,
દશા બૂરી ઝૂરી, લડથડી પડી હું શયનમાં.
પ્રભૂ રાખો લજ્યા, બુડત તમ બેલી અમપરે;
સતી શેવે આજે, પુરણ બ્રહ્મ જાણી ઈશ અરે.

( રાણીકદેવી અને તેનો ભાણેજ પલંગમાં ગબડી પડેછે. )

રા! ખેંગાર આવેછે તેની સામે ઉઠીને.

**દેશળજી— (અબબીચ મહોબત તોડી એ રાગ)**

**માફ કરો અપરાધ માહરો, શ્રવણ કરો મુજ વાત;**
**નીશા વશ થઇ (૨) બેભાન થયો ઉત્પાત. ટેક.**

સતવંત શ્રેષ્ટ (૨) મેં મુકી નથી કુળ માઝા;
જનુંની સમી મુજ મામી જાણું, વચન વદુ શું ઝાઝાં. ૧
મેં કરી મનાઈ (૨) હે મામા મારા તમને,
કુંપ ધરી નવ વરતજ કાપો, કરો ઉદાશ ન અમને;
નથી ધર્મ ભ્રષ્ટ, (૨) હું થયો સત્ય કરી માનો,
સૂર્ય ચંદ્ર બે સાક્ષી મારા, વિચાર નહીં રહે છાનો.

## રાહખેંગાર—રાગ ક્ષત્રીકલંકનો. (તલવાર કાઢીને.)

કમ જાત તું નીમકહરામ, લંપટ ખોટું શીદ લવેરે,
નેષ્ટ બોલ્યું તેં મારૂં નામ, કત્તલ કરૂં તુંને હવેરે;
મારી પ્યારી જે પ્રાણ પ્રસાદ, લંપટ ખોટું શીદ લવેરે.
મૂકી દીધી તેતો મરજાદ, કત્તલ કરૂં તુંને હવેરે,
વાળ્યું કીયા જનમનું આ વેર, લંપટ ખોટું શીદ લવેરે.
કીધો દુષ્ટ તેં કાળો કેર, કત્તલ કરૂં તુંને હવેરે.
જોયું નહીં તે પરખી ઝેર; લંપટ ખોટું શીદ લવેરે.
ઠીક ઠાઠ કરી મારૂં ઠેર. કત્તલ કરૂં તુંને હવેરે;
ચંદ્ર સૂર્ય અકાશની માંય; લંપટ ખોટું શીદ લવેરે.
ક્ષીતી બદલે પ્રલય જ્યારે થાય; કત્તલ કરૂં તુંને હવેરે;
દેખી ચળેછે દશ દીગપાળ, લંપટ ખોટું શીદ લવેરે.
ફુટી પાડું હું કાળ વિકાળ, કત્તલ કરૂં તુંને હવેરે;
પ્રીયા રૂપી અલૌકીક ચીજ, લંપટ ખોટું શીદ લવેરે.
વીશ્વમાંય ઝબૂકેછે વીજ, કત્તલ કરૂં તુંને હવેરે.
મારા પીંડ તણાં જે છે પ્રાણ, લંપટ ખોટું શીદ લવેરે;

એશી માર્યા તે ગુપ્ત રીતે બાણુ, કત્તલ કરૂં તુંને હવેરે.

( રાણીકદેવી રાહએંગાર પાસે ક્ષમા માગેછે. )

**રાણીકદેવી—ભૈરવીની ગઝલ** (ચંદ્રમુખીને એકલી. એરાહ)

હે પ્રાણનાથ શું કહું, યથાર્થ હું કહી દઊં;
દેશલજી વાંક નથી જરા, નીશો અતી ખરાબ બહુ. ટેક
પડી ગઈ પલંગમાં, ગયુંજ દિનભ લનું;
ઉપાધી આવીને નડી, અનાદી કહું અસીલનું.
નિમાજને ગુજારતાં, મસીદ કોટ બાઝતી;
સતી ન ચોટ ચુકતી, વદું હું વેદની કથા.
પડેજ ભંગ રંગમાં, નિશો તે ચીજ છે બુરી;
નથી નજર મારી ચુકી, જુવંતી કેફમાં ઝુરી.

**ખેંગાર—(બરશેયાન કોણ ખુદાકેલીયે લાયા મુજકો. એ)**

સુણો હે પ્યારી મારી, તું ઉદાસી લાગી ચને;
તારો અપરાધનથી, એવી ખાત્રી છેજ મને.
તારૂં આ કમળ મુખ દેખીને ખુશીમાં ફરૂં;
આવો મુજ આત્મના આધાર તારૂં વાકય ખરૂં.

ખેંગાર લડવા જાય છે ત્યારે રાણીકદેવી દીલગીર થઇને.

**રાણીકદેવી— બીરહ બારમાશી.**

પ્રાણપતી નથી યુધ કરવાને જાવું, મારૂં વચન ધરો મનમાંરે;
જઈ જંગલમાં વાસો કરશું, તેના સોચ નથી તનમાંરે. ટેક.
ગંભીર ઝરણુ વહેછે ગરમાં, વૃક્ષ ઘટા ઘનઘોર છટારે;
દોશુ સાગરને કોણુ ખબોચીયું, કદી મુકે નહીં શત્રુ કટારે.

સામદ છે સિધરાજની સાથે, અન્ય અટકી શુરોછે ખરેરે;
માટે માનો વચન હમારાં, રણ સંગ્રામમાં પગ ન ધરોરે.
જીવતા નરતો ફેર બસે ઘર, નથી મુવામાં માલ પતીરે;
વગડામાં જઈ વાસો કરશું, સોચ મટાડો જુરેછે સતીરે.

**ખેંગાર**— **બનઝારા.**

જઇ લડવું શત્રુની સામે;

**રાણીક૦**—નથી જાવું રણ સંગ્રામે.

**ખેંગાર**—મરવું માણસને માથે, છે એકજ વારની વાતે;
પડે રણ તે મોક્ષજ પામે જઈ લડું શત્રુની સામે.

**રાણીક૦**—ક્યાં સોરઠ ક્યાં ગુજરાત, ખાવીંદ સુણો ખરેખાત;
વીરાજે વઢાણજ વામે. નથી જાવું રણ સંગ્રામે.

**ખેંગાર**—સીંહ શીર ગરજના કરેછે, માથું પટકીને મરેછે;
જશ આખી જગતમાં જામે' જઇ લડું શત્રુની સામે.

**રાણીક૦**—તે ચંદ્રની આગળ તારા, લેવા કોણ તણા આધારા;
હું હરી નહીં કોઇ હામે, નથી જાવું રણ સંગ્રામે.

**ખેંગાર**—ખેંગાર ખુટયું નથી પાણી, મને રજા દીઓને રાણી;
કરૂં જંગ આમસો જામે, જઇ લડું શત્રની સામે.

**રાણીક૦**—ક્યાં કાષ્ટ અને ક્યાં અગની, લાગી શું અવળી લગની;
પડે ત્રાસ સાંભળી નામે, નથી જાવું રણ સંગ્રામે.

**ખેંગાર**—બેસે કાયર થઈ બગલું, કદી પાછું ભરૂં નહીં પગલું;
ધડકે ક્ષત્રી નહીં ધામે, જઈ લડું શત્રુની સામે.

**રાણીક૦**—મને નીરાધારી નવ મેલો, કેમ હાથ ગ્રહી છડશેલો;

વીપતી સાગરમાં વામે, નથી જાવું રણ સંગ્રામે.

ખેંગાર—રણ ભૂમી ક્ષત્રી ત્યાગે, ખેંગાર ખોટ મને લાગે;
કદી હઠે ન પાછો હામે, જઇ લડું શત્રુની સામે.

રાહ ખેંગાર— (દુશ્મન દળ આવ્યું છે માટે જાઊં છું રે.)
પ્યારી ઝીંતી નીશાનો, ઝળકાવશું રે;
માટે જાઊં છું રે. ટેક.
સંગ્રામે શત્રુની સામે, લડવું છે સિદ્ધરાજની સામે;
વેદ રૂપ વાક્યો, મારી હઠાવશું રે. પ્યારી.
સર્વે લશ્કરો લઇને સાથે, ઘાત કરૂં દુશ્મનની, હાથે.
ભાલાં ને સમશેરો, ઘન વરસાવશું રે. પ્યારી.
તેગ ધરી શત્રુની ત્રાડે, ઘુમે મેઘની ઘટા અશાડે;
વીષ ઉખેડી, અમૃત, તરૂવર વાવશું રે. પ્યારી.

**( લયલી લયલી પુકારૂં મેં બનમે. એ રાગ )**

ખેંગાર—યુદ્ધ કરી બતાવવો હાથ;
રાણીક૦—નિરાધારી કરો નહીં નાથ. ટેક.
ખેંગાર—રણ ભૂમી જવા અતી હામ, કદી આવું જો રણમાં કામ
બંન્ને પુત્રને તું તો જાળવજે, છાતી ઉપર તેને રાખજે.
રાણીક૦—રક્ષા કરો ગાદી સોરઠ દેશ, મારૂં જોબન બાળેવેશ;
મને લાગે નહીં દીલમેશ, પત રાખશે શ્રી પરમેશ.
ખેંગાર—યથા યોગ્યઆખર ના જાણી; પ્યારી લાવો નનેંનમાંપાણી;
ઇચ્છા ઇશ્વર કેરી જો થાએ, આવું ઝીંતીને પાછો આંએ.
રાણીક૦—કાળચક્ર કદી નહીં છોડે, જુગદીશ રહે જો જોડે;

બાકી અવર નથીરે ઉપાય, અફસોસ પ્રગટ અતી થાય.

**રા'ખેંગાર**—છેલ્લી વારના કદીક સલામ, હૈયા કેરી ન હારીશ હામ;
નારી કુખે નહીં મુજ નામ, એથી સ્વર્ગમાં થશે આરામ.

(ખેંગાર પોતાના લડવૈયાને લઇ સંગ્રામે જાય છે ત્યાં.)

**ખેંગાર—( ચાલો ચાલો ચાલો આજ. એ રાગ )**

સોરઠ શુરા રણે ચડો, પતંગી દીપમાં પડો;
ખપર ઝુંડો કરો ખડો; લડો લડો લડો લડો.

**બહાદુરસીંહ દુદા ને હમીર**—

ગુર્જર પતીની શું ગુંજાશ, આ તલવારે પમાડી ત્રાસ;
જયાબંદી જેમ કાપે ઘાસ, તેમ કરૂં શત્રુનો નાશ.

**શમશેર૦**—બાણુ બરછી ભાલું હાથ, કુદી પડું ગોતી એકાંત;
વીણીવીણીને કરવી ઘાત, જામે જગતમાં આપણી ખ્યાત.

**ખેંગાર**—ખરાખરા ખરા શૂરા, પાયમાલ કરી કરો પૂરા;
કત્તલ કરો કરો ચૂરા, ઝટકા તીરો છરી છૂરા.

**કાયર૦**—આરવાજ પીપુડું ન્યાળ; વાટ જુવે ઘર બેરી બાળ;
ઘરમાં બેશી રોટી દાળ, સુખે ખાશું સહુ બાળ ગોપાળ.

**સીધરાજ—સામેથી. રાગઉપરનો.**

ત્રુટો ત્રુટો સુરા તમામ, મેઘધાર આડે જામ;
નકી રાખો ક્ષત્રીનું નામ, વેરી ગણીને મારો ઠામ.

**અટંકી**—સાવજે શીયાળ ગોતે, મારી નાખું કુત્રાને મોતે;
કહોતો મારૂં સૈન્ય સોતે; એકલોહું લડીને પોતે.

**સીધરાજ**—ત્રુટી પડે ગગનથીતારા, દુશ્મન હણીને લેવી દારા;

ખેંગણે પાછા પોબારા; મોકલો તેની પાછળે મારા.

**અટંકી**—અપત જુધે ન આપણે જાવું, ખરે ધણીનું અંન ખાવું;

રણસીંગા શાથે વગડાવું, હુકમ કરોતો હમણા આવું

**સીધરાજ**—ખુટયાં નથી ક્ષત્રીનાં પાણી, મૃગનેણી એ મુખેં માણી.

જુધ કરો જગતમાં જાણી આખરે રહેવા એધાણી.

**રાણીકદેવી**—( દાસી પ્રત્યે ) **આશાગોડી.**

પારધી ચડીયો શિકારે, સીંહણ પર પારધી ચડીયો શિકારે;

રંક ત્રીયાનું રક્ષણ કરવા, વીઠલ ચડજે વારે—સીંહણ.

ખોટ લગાડું ક્ષત્રી વટને, દુષ્ટ બનું ન લગારે—સીંહણ.

આશા પૂરો અંબે માતા, અવર ન કોઈ ઉગારે—સીંહણ.

સતી દ્રૌપદીની સભા સમક્ષે, પુર્યાં ચીર અપારે—સીંહણ.

દુષ્ટ અડીને આવત દ્વારે, સત ચુકાવવા ધારે—સીંહણ.

મારી મારી અરજી ધારી, તું વીણ કો પ્રભુ તારે—સીંહણ.

( લડાઇ કરતાં ખેંગારનું મરણ થાયછે ને સીધરાજ પછી રાણીકદેવી પાસે જઇને.

**સીધરાજ—લાવણી.( કુદરતા કરનાર ખળકના સ્વામી )**

હે પ્રાણ વલ્લભા, સાંભળ મારી પ્યારી;
મને દિલ લગાડયો ડાગ, અતી દુઃખ કારી,
જે કરેલ વેવીશાળ, કહું શું તુજને;
તેં કીધી ઘાત વીશ્વાસ, ખરે ખર મુજને.
મીઠા મેવા પકવાન, તજી દઈ નારી;
તેં આપ બળેથી કર્યો, પતી અતી ભારી;
હવે થઈ જાને હુશીયાર, પ્રાણની પ્યારી;

છે પુનર્લગ્નની આશ, મને દિલદારી.
માર્યો મેં રાખેંગાર, જુનો ગઢ ઘેરી;
સુરવીરનો નહીં સુમાર, નાખ્યા ખંખેરી.

**રાણીકદેવી** અને તેની દાસી **ચંપાગૌરી** તથા **ફુલમાલતી** સાથે.

**મરસીયો.**

હાય હાયરે આરે ગજબ તે શો થયો,
આરે ગજબ તે શો થયો સોરઠ પતી ખેંગાર સ્વર્ગે ગયોરે. હાય.
ચડયું પંખી પારાધીને હાથે; કદી છોડયું નહીં કોઈ વાતે;
દયા નાવી કસાઈ દુરી જાતેરે; હાય હાયરે. ૧
ખોટું થયું ગયું સુખ ખાડે; વાલાં બાળક વરતેછે વાડે;
બાપા બાપા કહી બુંમ પાડેરે. હાય હાયરે. ૨
પાછા સ્વર્ગેથી પીયુ પધારો, વાલી દાસીનાં માન વધારો;
પ્રીયા દુઃખના સુંણીને પુકારોરે; હાય હાયરે. ૩

(રાણીકદેવી કસાઇ એવો શબ્દ કાઢતાં સીધરાજ તેના એક પુત્રને મારી નાખેછે તેનું મસ્તક ખોળામાં લઇને

**રાણકદેવી**—( પીયુને તજાવનાર વેરી અલંકાર. એરાગ )

દુઃખ કેરો દવ બળે બહુ હવે થઈ,
રંકનું રતન ગયું પતી ગયા વહીં;
હાય દુષ્ટ દયાહીણુ શું કહું ખરે,
કાચી કળી ચુંટી કાઢી પાપી તું અરે.
બાળક નીરપરાધીને મારી નાખી હાર,
પાપ તારૂં આવી ખુટયું સાચું કહું આવાર;

પાપી તારો પાપ ઘટ ફૂટી જશે રાજ;
અનીતીનું આજે તેંતો પગલું ભર્યું આજ.

સીધરાજ બીજા પુત્રને મારી નાખેછે એટલે રાણીકદેવી કલ્પાંત કરી ક્રોધયુક્ત દયામણે ચહેરે.

**રાણીકદેવી— (સહીયર દુઃખ શું દાખવું. એ રાગ.**

કોપ અચાનક શું થયો, સૂરા સોરઠદેશ;
પંખી મારાં પ્યારા તે વળી, ઉડી ગયાં પરદેશ. કોપ.
માતમાત મુખ બોલતાં, દોડી આવતા પાસ;
દુષ્ટ દયાહીણુ થઈ અને, નાંખું ઊંડા નીશ્વાસ. કોપ.
ચંદ્ર તણી શાંતી હતી, છોડી શીતળ છાંય;
પાણીનું પૂર ગયુ વહ્યું, એનું શું કરૂં હાય. કોપ.
સંસાર સ્વપ્ન થયું સદા, મુવે મેળાં ન થાય;
મનતણી મનમાં રહી, કાષ્ટને ઘણુ ખાય. કોપ.
દુઃખ રૂપી દરીયાવમાં, ડુબ્યું માહરૂં નાવ;
પૂર્વતણી દુઃખી થઈ ઘણી, દુષ્ટે વાળ્યોછે દાવ. કોપ.
હાસ્ય વિનોદથી બોલતા, નીરાધારી કરીને;
શરણુ રહેવું કોણુને સદા, પાછા આવો ફરીને. કોપ.

(રાણીકદેવી જુનાગઢ છોડીને જાયછે તે વખત.)

**રાણીકદેવી— આશાવરી જોગીયો.**

ગીરનાર છેલ્લીવાર, નમસ્કાર છે આ વાર,
ગઢજુને બેઠી ગાળ મુજને, અંગઝરે અંગાર;
ખેંગાર કેરી ખોળ કરવા, ડગ્યો નહીં દિલ દાર,
આ દિલ ફાટી જાય મારૂં, નોધારાં આધાર.

ડગ નહીં ડગ નહીં ડુંગરા, ગંભીર તું ગીરનાર,
નીર ન ઓળે કાષ્ટને તું, પાળે પર ઉપકાર;
શુક સુડા સ્વર કોકીલ મયુરા, ઉચરે શું ઉચ્ચાર,
બળતામાં ધૃતહોમ બેશી, બાળો શું અત્યાર.
દતાત્રી દીનદયાળ તું, વેલી ચડને વાર,
રાણીકદેવી રંક કેરી, આશા ભંગ અપાર;
રાહએંગારને રાણીકદેવી, જગમાં ત્રુટી જોડ,
તે મેળવવા હે પ્રભુજી, પૂરો મનના કોડ.

**સીદ્ધરાજ**—પ્યારી હવે જલદી કર, ગુર્જરપતીનો હુકમ ગ્રહણ કરવા તૈયાર કર.

**રાણીક૦—(પીયુને તજાવનાર વેરી અલંકાર. એ રાગ)**

પાપી દુર રહેજે નવ અડકીશ મને,
ત્રાસ નથી પ્રભુ તણો તનમાં તને;
દુર્યોધન દુષ્ટ સતી દ્રૌપદી કહેવાય,
ચીર પુર્યા શામળાએ સભાકેરી માંય.
એંગાર વિનાના ખરા, બીજા ભાઇ બાપ;
અળગો રહેજે અહીં થકી, પ્રગટયું તારૂં પાપ;
શુંભને નિશુંભે છેડી જોગમાયા જાત,
એવી તારી બુરી દશા થશે ઉતપાત.
દશદીગપાળ ધ્રુવ શેશ ફરી જાય;
સાગર માઝા છોડે પ્રલય કાળ કદી થાય;
સુર્યદેવ નિજ સ્થિતી બદલે સદાય,
પતીવ્રતા ધર્મપર મુકું નહીં પાય.
એકની થઇને નથી બીજાની થનાર;

જોડી તોડી મારે સતી થાવું છે આવાર.
મુંઢ છોડી આશા મુકી દે નહીં મરજાદ;
આજ સીધરાજ શ્રાપ, આપું રાખ યાદ.

## ક્ષત્રી કલંક.

રામ કહાણી રાખી મારે શીર, સતીતો ટેક નહી તજેરે;
હવે કેમ કરી રાખું ધીર, વીઠલ મારી વારે થજેરે.
અર્યો પાપ તણો તેં પાય, સતીતો ટેક નહીં તજેરે;
ઘટ પાપ તણો ફુટી જાય. વીઠલ મારી વારે થજેરે.
દયાહીણુ અનર્થ દેખાય; સતીતો ટેક નહીં તજેરે;
ગળજો ગળત કોઢે તારીકાય; વીઠલ મારી વારે થજેરે,
થજે સંતતી હીણુ આવાર સતીતો ટેક નહીં તજેરે.
ખોળી લાવને લાશ ખેંગાર. વીઠલ મારી વારે થજેરે,

( રાણકદેવી વઢવાણના ભોગાવામાં સતી થાયછે. )

**રાણીકદેવી—( દયાળુદેવ કૃપાળું તું. એરાગ )**

સતી નારી તણી સંભાળ; ગરૂડ ચડી આવહે ગોપાળ.
અદભૂત લીલા અતી ભારી; અહોહોહો, અહોહોહો;
પ્રીયા પંચાળીની રાખી લાજ, અહોહોહો, અહોહોહો.
સીતાનું સત છુટે નહીં આજ, ઉહુંહુંહું ઉહુંહુંહું;
સતીની સહાય કરોને સદાય, અહાંહાંહાં, અહાંહાંહાં.
મેરૂછો સર્વના જગરાય, અહોહોહો, અહોહોહો,
જોડી મારી ત્રોડી જાણી, મેળાપથવા પતી પ્રાણી;
શેવું સત્ય તું સારીગં પાણી, વીશ્વંભર આ છેલ્લી વાણી.

## શીખરીણી છંદ.

કૃપાળુ અંબે મા, નમન નવ દુર્ગા, સ્તુત કરૂં,

સતી રોવે તુંને, ગમન કરી અગ્નિ પગ ધરૂં;
સદા આરાસુરી, જગત જનુની વ્યાપીક સદા,
સુંણો છેલી વાણી, અમર કર કાયા સરવદા.
જેઅંબે !!! જેઅંબે !!! જેઅંબે !!! જેઅંબે !!!
અગ્નીમાં પ્રવેશ કરેછે ને પંચભૂતો પોત પોતાના શ્વાસ લેછે.

**લાવણી (સર્વપાત્રો.)**

અલ્પ જ્ઞાનથી ખેલ બજાવ્યો, સ્તુતિ સભાજન ચીત ધરજો;
શ્રોતાવકતા શ્રવણ કરીને, દીર્ધ દોષ મારી કરજો.

**"બેત.**

રાણીકદેવી સતી શીરોમણી, પ્રેમ ગાંઠ સજજડ બંધાણી;
પતીવ્રતાનો ધર્મ બજાવ્યો, સીદ્ધરાજ મહારાજ ન ફાવ્યો.
સીદ્ધરાજ મહારાજ ન ફાવ્યા, કાજ કુશળ ન થયાં તેનાં;
વીશ્વ મહીં રહી નીત્ય વાંઝીયા, શ્રાપ ચડયો શીરપર એના.
ભવસાગર રૂપી કુંજ ભરેલી, ફાલી છે આ ફુલવાડી;
ત્રીયા અલૌકીક ચીજને કારણ, ડુબ્યાં રાજવળાં દાંડી.

**બેત.**

ખાડો ખોદે તેહ પડેછે, નેષ્ટ કૃત્ય તે આવી નડે છે;
ગંભીરતા રાખ્યેથી ગમ શું, પ્રીત કરો સહુ પુરણબ્રહ્મ શું.
પ્રીત કરો સહુ પુરણબ્રહ્મ શું, જે થકી વૈકુંઠ વાસ મળે;
"ભીખન" કહેછે ભાવ ધરીને, લક્ષ ચોરાશી ફંદ ટળે.



# જાહેર ખબર.

મારી બનાવેલ નીચે લખેલ બુકો મારી પાસેથી અને મીશ્રી પીતાંબર વસ્તાના મીલના મેનેજર પુરૂષોત્તમદાશ મેઘજીભાઈ તથા મારા પ્રીયમીત્ર સુતાર વીઠલદાશ કરશનભાઈ પાસેથી રોકડી કીંમતે મળશે સામટી પ્રત લેનારને કીફાયત ભાવથી આપવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ધર્મદર્પણઅંક ૧૧. | ૦—૫—૦ | પૃથીરાજચહુઆણ ગાયન | ૦—૨—૦ |
| સોનગઢસ્ટેશનવર્ણન | ૦—૨—૦ | ભર્તૃહરી નાટક ગાયન. | ૦—૨—૦ |
| કૃષ્ણવીલાસગાયન. | ૦—૨—૦ | લધુચંદ દીવાળીનું ફારસ. | ૦—૧—૦ |
| રાસલીલાનાટક. | ૦—૧—૦ | સીધરાજજયસીંહ નાટક. | ૦—૨—૦ |
| ગુણસાગરનાટક. | ૦—૩—૦ | રાણીકદેવીરાહખેંગારનાટક | ૦—૨—૦ |
| ચાંદા વિલાપ. | ૦—૪—૦ | | |

**(સહી.)જોશી ભીખારામ શવજી કનૈયા. ભાવનગર.**

**અગાઉથી ખરીદ કરનારા ગ્રાહકોનાં નામ.**

**તથા મળવાનાં ઠેકાણાં.**

૨૫૦) બુકસેલર અબ્દુલહુસેન આદમજી ભાવનગર રૂપાપરીના દરવાજા પાસે.

૨૫૦) બુકસેલર મગનલાલ જેચંદ સદર ઘોઘાના દરવાજાપાસે.

૧૦૦) બુકસેલર પાનાચંદ તેજા સદર નવી કાપડબજારમાં.

૧૦૦) બુકસેલર બાપુ નારણ ઠક્કર મુઃ ધોલેરાબંદર ઠેકાણુ બજારમાં છત્રી પાસે.

મુંબઈ મધ્યે અમારા એજંટ બુકસેલર જમનાદાસ ભગવાનદાસની કં. બારકોટ ભુલેશ્વર પાસેથી પણ મળશે એજ.

**લી૦ પ્રસીદ્ધ કર્તા.**

# જાહેર ખબર.

સુજ્ઞ ગ્રહસ્થોને વીજ્ઞપ્તિ કે ભાવનગરમાં અમારી દુકાનેથી તમામ જાતની બુકો જેવી કે ડીપોની ગુજરાતી પેહેલીથી તે સાતમી સુધી તથા તે તમામના શુદ્ધ અર્થ તે શીવાય ઇંગ્રેજી રીયલ બુકો તથા સર્વે જાતના મીનીંગો ઘણીજ અ-રસ વાંચવા લાયક વાર્તાઓ, કીસ્સા, વૈદકનાં ઘણાંજ સારાં ને ઊંચા પ્રકારનાં પુસ્તકો તમામ જાતના કાયદાઓ, અને નાટકો, ગાયનો વીગેરે અંગ્રેજી, ગુજરાતી, અને સંસ્કૃત તથા પરસીયન ઇત્યાદી તમામ જાતની બુકો અમારી દુકાનેથી કીફાયત ભાવથી મળશે.

તે સીવાય તેરેહ તરેહની ટોપીઓ જેવીકે જરી કામની કાસ્મીરી, ચીકનના ભરતની, મખમલની, દીલ્હીની, રેસમી પચરંગી કાપડની, સંચાના સુંદર બખીયાની સુ શોભીત મનગમતી ઊંચી જાતની હલકી તથા ભારે કીંમતની તથા કાપડ વીગેરે મળશે. માટે જે સાહેબોને ખરીદ કરવા ખુશી હોય તો મને લખી જણાવવું જેથી ઘણી સંભાળથી પેક કરી મોકલવામાં આવશે. જથાબંધ લેનારને સારૂ કમીશન આપશું. માલ મગાવનારે મનીઆર્ડરથી નાણાં મોકલવાં અગર વેલ્યુપેબલ પારસલથી પણ મગાવશો તો મોકલશું. નાટપેડ પત્ર લેવામાં આવશે નહી, અમારી સાથે એક વખત કામ પાડી જોઈ ખાત્રી કરો. !

| ઠેકાણું. | બુકસેલર. |
|---|---|
| નવી કાપડબજાર-ભાવનગર. | ઠક્કર. પ્રાણજીવન હરખજી, |